હીંદના ચળકતા હીરા

# બીરબલ-બાદશાહ

## નાટકનાં ગાયનો.

રચી છપાવી પ્રસિદ્ધ કરનાર,

શ્રી મોરબી નૌત્તમ નાટક કંપનીના માલેક

ઠા. ઓધવજી હીરજી તથા નેણશી ભીમજી

મુ૦ મોરબી.


આવૃત્તિ ૪ થી. પ્રત ૨૦૦૦.

સંવત ૧૯૭૦. સને ૧૯૧૪.

અમદાવાદ.

ધી ડાયમંડ જ્યુબિલી પ્રીન્ટીંગ પ્રેસમાં

પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યાં.

કિંમત રૂ. ૦—૨—૦.

॥ શ્રી સત્યનારાયણ દેવનો જય. ॥

શ્રી નવીન

હીંદના ચળકતા હીરા

# બીરબલ-બાદશાહ

## નાટકનાં ગાયનો.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

શ્રી મોરબી નૌત્તમ નાટક કંપનીના માલેક

ઠા. ઓધવજી હીરજી તથા નેણશી ભીમજી.

મુ. મોરબી.

આવૃત્તિ ૫ મી. પ્રત ૨૦૦૦.

સને ૧૯૧૪ સંવત ૧૯૭૦.

અમદાવાદ.

ધી ડાયમંડ જ્યુબિલી પ્રીન્ટીંગ પ્રેસમાં

પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

મુલ્ય રૂ. ૦-૨-૦

# મુખ્ય પાત્રોનાં નામ.

## પુરૂષ વર્ગ.

અકબરશાહ.........સર્વમાન્ય દીલ્લીનો શહેનશાહ.

બીરબલ............બાદશાહ અકબરનો બુદ્ધિશાળી વજીર.

સલીમ..............શાહ અકબરનો પાટવી ( જહાંગીર )

શેખહુસેનખાં.......શાહ અકબરનો અભિમાની સાળો.

દીલાવરશાહ.........રૂમશામનો શાહ–અકબરનો મીત્ર.

તાનસેન.............જગપ્રસિદ્ધ અકબરનો ગવૈયો.

શેરઅફગન..........અકબરશાહનો માનીતો બહાદુર અમીર.

ધમામ...............પાટવી સલીમનો પાજી ખાસો હજામ.

ધીરજલાલ.........બીરબલનો કારભારી.

દયારામ..............વજીર બીરબલનો પુત્ર.

કામશંકર............દયારામનો સસરો.

તલકચંદ............ધીરજલાલનો વૃદ્ધ સસરો.

# સ્ત્રી વર્ગ.

બાળાઓ.........(દીલ્લીની) ભક્તિમાન સન્નારીઓ.

ગુલનાર..........શહેનશાહ અકબરની માનીતી હુરમ.

ગરીબી...........વજીર બીરબલની ગુણીયલ પત્ની.

અમીરી..........ગરીબીની વીરોધી ભગીની હુસેનખાંની બીબી ( પાછળથી યોગીની )

હસીના...........રૂમશામ શાહ દીલાવરની શાહજાદી, સલીમની માનીતી બીબી.

મહેરઉલનીસા......શેરઅફગનની બીબી–પાછળથી થનાર સલીમ ( જહાંગીર ) ની માનીતી હુરમ નુરજહાંન.

દિવાળી............કામશંકરની ભત્રીજી–દયારામની સ્ત્રી.

ઉજમ............ } દીવાળીની સખીઓ.
ઉર્મીલા.......... }

મંજરી...........કામશંકરની સ્ત્રી–દીવાળીની કાકી.

રજની............મંજરીની સખી.

ઇચ્છા............ધીરજલાલની વૃદ્ધ માતા.

ધની.............બીરબલના કારભારી ધીરજલાલની અધર્મી સ્ત્રી.

હરખડોશી.......ધીરજલાલની વૃદ્ધ સાસુ–ધનીની માતા.

એ શિવાય અમીર, ઉમરાવ, સીપાઇઓ, સરદારો, જુવો, વસ્તી, દાસીઓ, દરબારીઓ, ચોપદાર, વારાંગનાઓ વગેરે વગેરે.

॥ ॐ नमः शिवाय ॥

શ્રી નવીન

હીંદના ચળકતા હીરા

# બીરબલ બાદશાહ નાટકની

## પ્રવેશવાર ટુંક હકીકત.

---

પ્રારંભમાં મંગળાચરણ.

પ્રવેશ ૧—ભૂભક્ત બુદ્ધિશાળી બીરબલનો સુબોધ, સગી બ્હેનો ગરીબી અમીરીનો પરસ્પર વિરોધ, શાહના સાળા, હરામી હુસેનખાં તથા બીરબલનો ગરીબી અમીરીની તકરારનો ન્યાય, જુગતે જોડલાંનો પ્રેમ સ્વીકાર, તાનસેનની તાન, અમીર અમીરીનાં અભિમાન વચન, બીરબલ—ગરીબીનું જ્ઞાન કથન.

પ્રવેશ ૨—દીલ્હી દરબાર, શાહજાદા સલીમના જન્મ દીવસની ખુશાલી, સર્વ યોગ્ય માન-પાન-ઈનામ, શાહ અકબરના ફરમાનથી આશરાગત કોશાધિકારી તાતારની પુત્રી મહેર સાથે અમીર શેરની શાદી, સલીમની નારાજી, બીરબલની ચતુરાઇ, વજીર પદની પ્રાપ્તી, અકબરની ઉદારતા, પદભ્રષ્ટ શેખ હુસેનખાંની દાના બીરબલ સાથે થતી દુશ્મની, અદલનો ફંદ, અમીરીની ઉદ્ધતાઇ, ઉત્તમ ન્યાય.

**પ્રવેશ ૩**—ઉદાર અકબરની માનીતી હુરમ ગુલનાર, ભાઇનું ભલું કરનાર ભગીની, હુસેનખાંને વજીર પદનો દીલાસો, કામદેવનો તમાસો, ત્રીયાધીન અકબરનું કૃતીમ રીસાવું, વજીર પદની તકરાર, સમયસુચક શાણા બીરબલની ખુબીથી વહેમાઇ શહેનશાહ બાનુ ગુલનારનું શાહને મનાવવા જવું.

**પ્રવેશ ૪**—કોપભૂવનમાં શાહ અકબરની કૃતીમ રીસ, હુરમ ગુલનારની શંકાનું સમાધાન, ચતુર બીરબલનાં વખાણ, હઠીલી હુરમ ગુલનારના મુરખ ભાઇનું ભલું કરવા ભેટ આપી બીરબલનો ઇલકાબ મેળવવા હુસેનખાંને અમીરી સાથે રૂમશામ જવા શાહનો હુકમ, બીજો હુકમ મળતાં સુધી બીરબલને દરબારમાં આવવા ગુલનારના કહેવાથી મનાઇ.

**પ્રવેશ ૫**—દીલ્લીનો રસ્તો, નગ્રચર્ચા નીરીક્ષણ. શંકાશીલ બીરબલ તથા બાદશાહ, ઉદ્ધત અમીરી તથા બીરબલના કારભારી ધીરજલાલની કુલટા સ્ત્રી ધનીની પ્રેમ તકરાર, રૂમશામ જતાં હુસેનખાની હલકાઇ, ચતુર નરની શોધ, ભેટ, પરદેશથી કામશંકરનું દીલ્લી આગમન, દીવાળીનું ડહાપણ.

**પ્રવેશ ૬**—દીલ્લી નીવાસી કામશંકર, પતિના વિયોગે પીડાતી મંજરી, ચાતુર્ય પરીક્ષા, બાદશાહ નાપાસ, બીરબલ પાસ, જીતેન્દ્રિય બીરબલ—બાદશાહ, સ્ત્રી ધર્મ શીક્ષા, પતિવ્રત રક્ષા, દયારામ દીવાળીનો સંબંધ.

**પ્રવેશ ૭**—વિવાહની ખુશાલી, દયારામ–દીવાળીના ઉત્તમ ઉદ્‌ગાર.

**પ્રવેશ ૮**—રૂમશામ શાહ દીલાવરનો દરબાર, મીત્ર અકબરની વિચિત્ર ભેટ. હરામી હુસેનખાંને ઉલ્લુનો ઇલકાબ, અમીરીનું અપમાન. દીલાવરશાહનું વિચિત્ર ફરમાન.

પ્રવેશ ૯—દીલ્લીમાં ઇલકાબ લઇ આવેલ હુસેનખાં વજીરને મીત્ર દીલાવરશાહની મરજી મુજબ શહેરમાં ફેરવી દરબારમાં લાવવા ભુલમાં અકબરશાહની આજ્ઞા, ગુલનારની ખુશી.

પ્રવેશ ૧૦—હરામી હુસેનખાંની હાંસી, ગુલનારના માન ખાતર પ્રથમ મુજબ ભેટ તથા ખાનગી પત્ર આની હુસેનખાં સાથે લશ્કર લઇ બીરબલને રૂમશામ જવા હુકમ, દયારામની લગ્નક્રિયા સુધારવા અકબરશાહની ઉદારતા.

પ્રવેશ ૧૧—હુસેનખાંની બડાઇ, અમીરીની ગમ્મત.

પ્રવેશ ૧૨—રૂમશામ શહેર બહાર દીલાવરશાહની છાવણી, કમઅક્કલ હુસેનખાં, બુદ્ધિશાળી બીરબલ, મીત્ર અકબરનો પત્ર વાંચી બંને વજીરને ગરદન મારવાનો હુકમ. હુસેનખાંનો ગભરાટ. દાના બીરબલની દાનાઇ. પ્રાણરક્ષા. દીલાવરશાહનો પ્રસ્તાવો. જનાના સહ પૂર્ણપ્રેમે મિત્ર ભેટનો સ્વીકાર–બીરબલ ને બીરબલનો ઉત્તમ ઇલકાબ.



# અંક ૨ જો.

---

**પ્રવેશ ૧**—દીલ્હીના શાહાજાદા સલીમ સાથે પોતાની શાહજાદી હસીનાની શાદી કરવાનો દીલાવરશાહ તથા હુરમનો દ્રઢ નિશ્ચય. બે સરદારને ફકીરી વેશમાં દીલ્હી જવા હુકમ. સલીમની છબીની પસંદગી, હસીનાની પ્રેમ ઉર્મી, સખીઓનો વિનોદ.

**પ્રવેશ ૨**—દીલ્હીનો રસ્તો. કામાતુર શાહજાદો સલીમ, શેરઅફગનને મારી મહેરઉલનીસાને મેળવવાનો પ્રપંચ. હરામી હજામ ખાંસા ઇમામ મારફત હાથીના માવતને શેરને ચગદી નાંખવાનો હુકમ.

**પ્રવેશ ૩**—દીલ્લી દરબાર, બીરબલનાં વખાણ. હુસેનખાંની ઇર્ષા, રૂમશામથી ફકીરી વેશમાં આવેલ દીલાવરશાહના સરદારોની સાચી વાતને જુઠી કરનાર બીરબલને ઇનામ અને સલીમ હસીનાની શાદી બાબત મીત્ર દીલાવરની માગણીથી અકબરશાહ તરફથી કબુલાત.

**પ્રવેશ ૪**—મહેર પ્રાપ્ત કરવા સલીમ હુસેનખાંની ગોઠવણ.

**પ્રવેશ ૫**—શાહજાદા સલીમના હાથીના ભયથી બચેલા શેરઅફગન તથા મહેરની ખુશાલી, હરામી હુસેનખાં તથા અમીરીના પ્રપંચથી ભોળવાઇ ખાણાનું આમંત્રણ સ્વીકારી શેર-મહેરનું હુસેનખાંને ત્યાં જવું.

**પ્રવેશ ૬**—શેખ હુસેનખાંને ત્યાં શેરનું કેદ થવું, સલીમની પ્રેમ માગણીનો અનાદર, મહેરનો ઉત્તમ બોધ, વડા વજીર

બીરબલની યુક્તિ, હુસેનખાં તથા અમીરી વિષે વ્હેમ, સલીમની રીસ, હુસેનખાંને શહેર બહાર બાગમાં રહેવા શાહ હુકમ, ઉદ્ધત અમીરીને લાયક શીક્ષા, દાના બીરબલની લાગણીથી મહેર-શેરનો છુટકારો, બરહાનના સુબાની જગ્યો સ્વીકારી શેર મહેરનું દીલ્લી છોડી વિદાય થવું.

પ્રવેશ ૭—દીલ્લીનો રસ્તો. દેવદર્શને જતી દીવાળી તથા સહીયરોને ભીખારણ બનેલી અમીરીની ભેટ. સર્વની ધતરાજી, અમીરીની આજીજી, પારાવાર પસ્તાવો, દયારામની દયા. બ્હેન ગરીબી પાસે માફી માગવા અમીરીનું જવું, બાળવયમાં ગુણગ્રાહી દયારામ-દીવાળી.

પ્રવેશ ૮—ધીરજલાલ કારભારીની કુલટા સ્ત્રી ધનીને સાસુ ધ્વજાનો સુબોધ, ઝેરીલી ધનીનો વેર લેવા માટે ધુણવાનો ઢોંગ જાણી કારભારીની ખોટી કબુલાત.

પ્રવેશ ૯—દીલ્લીનો બાદશાહી મહેલ. શાહહુરમની હાંસી, બીરબલને શાબાશી, દયારામનું ડહાપણ, શાહજાદાનો ખાસો હુસેનખાંનો મીત્ર ધમામ હજામનો નેક બીરબલનું વેર લેવાનો પ્રપંચ, શાહજાદાનું સ્વપ્નું, પરલોક જઇ માતા પિતાના સમાચાર લાવવા બીરબલને હુકમ. કબુલાત, બુદ્ધિશાળી પિતાની ડાહ્યા પુત્રને ભેદ ભરેલ આજ્ઞા.

પ્રવેશ ૧૦—નીચ હુસેનખાંના કામ પર શેખ હુસેનખાંની શાબાશી, દુશ્મનને મળતો દંડ જોવા સ્મશાને જવું. વંઠેલ ધનીનાં વખાણ.

પ્રવેશ ૧૧—દીલ્હી બહાર સ્મશાનમાં પિતાની આજ્ઞાનો ભેદ જાણી ચીતા ગોઠવવાની ડાબા દયારામની ચતુરાઇ, શાહ વસ્તી સમક્ષ બીરબલનો ચીતા પ્રવેશ, પરલોકમાં જઇ તુરતમાં ખુ-બીથી પાછું આવવું, સર્વની આશ્ચર્યતા, શાહના માત પિતાની આજ્ઞા, પાપી ઇમામને પાપનું ફળ, તેજ ચીતામાં ઇમામનું બળી મરવું. હુસેનખાંનું રૂમશામ નાશી જવું.

---

# અંક ૩ જો.

---

પ્રવેશ ૧—બુદ્ધિશાળી બીરબલનો મહેલ, ગરીબી હસ્તચીત્ર, કામ, ક્રોધ-મોહ-લોભ-ચર્ચા તે પર દીવાળીનો દોહરો, નીચે દયા-રામની સહી, કામ-ક્રોધની પ્રબળતા, પ્રેમપરીક્ષા.

પ્રવેશ ૨—દીલ્લી તાબેના ગામડામાં ધીરજલાલના સસરા તલકચંદનું ઘર, પોતાની માતાને બદલે કપટી સાસુ ને ધીરજલાલ કાર બારીનો પ્રપંચ, સાસુ-સસરા તથા જમાઇનું દીલ્લી જવું.

પ્રવેશ ૩—વજીર ગૃહનો કારભાર જોવા શાહનું આવવું, પસ્તાયેલ અમીરી પર ગરીબી તથા બીરબલની દયા, બાદશાહ તરફથી બીરબલના કુટુંબને પ્રહરપતી કુટુંબનો ઇલકાબ, અમીરીના ઉત્તમ વિચાર. ફકીરી પરિધાન.

પ્રવેશ ૪—દીલ્લીનો રસ્તો. ધીરજલાલની યુક્તિથી નીચ સાસુની ફજેતી, શાહ હુકમથી પાપાચારી ધની દેશપાર, ધનીનું હુસેન-ખાંના સમાચાર જાણી રૂમશામ જવું.

પ્રવેશ ૫—દીલાવરશાહ તરફથી સલીમની મુલાકાત માટે સલીમને આમંત્રણ, લગ્નનો ઠરાવ, સલીમનું રૂમશામ જવું, રૂમશામ શાહ દીલાવરની મંગાવેલી ચાર વસ્તુ હાજર કરવા બીરબલને હુકમ.

પ્રવેશ ૬—રૂમશામ વજીરની રાહ જોતા ચીંતાગ્રસ્ત હુસેનખાંને રસ્તામાં વજીરનો મેળાપ, દીલાવરના હુકમથી કોટવાળી મળવી, ધનીનો મેળાપ, તીર્થ દેશાટન કરતી યોગીની વેશમાં અમીરી સાથે રકઝક.

પ્રવેશ ૭—રૂમશામનો શાહબાગ, સલીમના સ્વપ્નમાં મહેરના વિચાર જાણી હસીનાને થતો ખેદ, પરીક્ષા, સલીમ હસીનાનો દઢ પ્રેમ, તુરતમાં લગ્નની ગોઠવણ.

પ્રવેશ ૮—રૂમશામનો કોટવાળ બનેલ હુસેનખાંને ઘેર છુપે વેશે બુદ્ધિધન શેઠ (બીરબલ) ની ગમ્મત, ધનીની નીચતા, વિચીત્ર પુનર્લગ્ન. શાહજાદી હસીનાનું કૃતીમ ખુન. પેટીમાં માથું. પાપી હુસેનખાં પરબારો હુકમ મેળવી બુદ્ધિધન ( બીરબલ ) ને ગરદન મારવા લઈ જાય છે.

પ્રવેશ ૯—રસ્તામાં અમીરી કોટવાળને લાંચ આપી વખત લગાડે છે, શાહ દીલાવરની રીસ, કૃતીમ ખુનનો ખુલાસો. માથાનું ચીબડું, લાલચુ હુસેનખાં–ધનીની હાંસી, યોગીની (અમીરી) ને શાબાશી, બુદ્ધિધન ( બીરબલ ) ની ખુબી પર શાહનું ખુશી થવું, લગ્ન મંડપમાં ખુબીનો ખરો ખુલાસો કરવા બુદ્ધિધન (બીરબલ) નું વચન, દીલાવરની દાનાઈ. અમીરી ફકીરીની સવાઈ, સલીમ હસીનાની શાદીની તેયારી. અકબરશાહને આમંત્રણ.

**પ્રવેશ ૧૦.**—દયારામ અને દીવાળી પ્રેમ વિનોદ, અકબરશાહ સાથે શાદી પ્રસંગે રૂમશામ જવું.

**પ્રવેશ ૧૧**—હસીનાનું કૃતીમ ખુન થયું સાંભળી ખેદ પામતો શાહજાદો સલીમ, હસીનાનો મેળાપ, પ્રેમ કસોટી.

**પ્રવેશ ૧૨**—રૂમશામમાં શાદી મંડપ, ખુબીના ખુલાસામાં ચાર વસ્તુ, બુદ્ધશાળી બીરબલને શિરપાવ, નીચ હુસેનખાં—ધનીને ફીટકાર, ભલા બીરબલની ભલાઈ, અમીરીને ધન્યવાદ. સલીમ–હસીનાની શાદી, પૂર્ણ ખુશાલી, બુદ્ધિની બલિહારી. બીરબલ–બાદશાહનો વિજય. છેવટ આનંદ સાથે અજર અમર ઈશ્વરની અભેદ પ્રાર્થના થતાં નાટક સમાપ્ત થાય છે.



॥ શ્રી ગણેશાય નમઃ ॥



હીંદના ચળકતા હીરા

# બીરબલ—બાદશાહ

## નાટકનાં ગાયનો.

---

### અંક ૧ લો.

॥ મંગળાચરણ. ॥

બાળાઓ— ૧

જય શંકર શિવ સામ્બ દિગંબર,
પ્રેમે સેવક ચિંતા પરિહર;
શુરવર જગત્રાતા કૈલાસ વાસી,
છો સુખ રાશી યોગી હુલાસી;
શાંતિ દાતા........આ....................જય૦
હૃદય કમળ વસે ભ્રમર શ્રી રઘુવર,
ઉદય કરો નીતિ ભાણુનો કરૂણાકર;
જન્મ જન્મ પ્રતિ શરણુ ઉમીયાવર,
દેજો હે દેવ સુંદર સેવ;
ગંગ ધારી જ્ઞાતા.................જય૦

બીરબલ— ૨

ગંગાસમ નિરમળ મન રાખો, ભાર્તવાસી અમૃત ફળ ચાખો,
ગુણીજન બાળક બુદ્ધ બનાવો, કુસંપ નિવારી સુસંપ ચલાવો;
ઇશ દયાથી ઉત્તમ આવો, અવસર પામી ફરજ બજાવો,
હર્ષનાદ દશ દીશ ગજાવો....આ...........આનંદ વરતાવો.

અમીરી, ગરીબી,
હુસેનખાં, બીરબલ— } ૩

આ દુનિયામાં નાના મોટા ગણે અમીરી પ્યારી,
નવો જમાનો સુખ લેવાનો (૨)
ત્યાં ગણત્રી નહીં તારી, બોલે મારી બલીહારી...........
બ્હેન અમીરી મ્હાલે ખોટી ભટકે તે ભવ ભારી,
શ્રી ગોવીંદને ગમે ગરીબી; (૨)
સજન હૃદય રહેનારી, સુખ સ્વર્ગ તણાં દેનારી,...........
હમ જયસે સબ કહત ફાંકડે, અમીરી જાન તુમ બડી.
હો અમીરી જાન તુમ બડી. (૨)
વારે વા ફાંકડા અક્કલના આકરા ભર્યા છે કાંકરા તુંબડી,
ચલે જાઓ ભીખારી ઝુંપડી (૨)
વાહ વાહ વાહ વાહ વાહ.... .... .... .... .... ....

દરબારીઓ, વારાંગનાઓ—૪

પ્યારે પરવર દીગાર કાયમ કરે તાજ દીલ્હી દરબાર,
શાહકી સુરતીયાં, મીઠી મુરતીયાં,
રખલો અખીયાં, ખુબીસે સખીયાં;

સુખ ભારી હોવે આલી,
દેખી સારી, રબકો પ્યારી, રીત ન્યારી, જાયે વારી,
રંગમેં રહે દીન રતીયાં, ધર રતીયાં;
દીલ મીલકર ગુન ગાઓ, હરદમ ધુન મચાઓ,
પુરજન સબ સુખ પાઓ.... .... .... .... ....

તાનસેન, તાયફા— ૫

ખુશ રખે ખુદા સદા સુલતાનકો,
આલમ સારી દોઆ ચાહે હરદમ પ્યારી,
ગાવત ગુનકો, ભાવત ભારી,
તાનસેનકી તાનકો............હાં............ખુશ.

દરબારીઓ, વારાંગનાઓ-૬

નેકી ટેકીવાલા ગરીબ પ્યારા, બારે તાલા ખુબ ગીનતે,
ધરના ભાલા બદીપે આલા, ફીર બોલ બાલા ગુની બનતે.
સચ્ચે શુકન, રહેના સબ દીન,
કરના હરદમ, અમન ચમન................નેકી.

અકબરશાહ, ગુલનાર— ૭

મયેં ન માનું ન માનું યે બતીયાંકો શાહ,
સારી ધતીયાં નીરાલી બડે કપટી હો શાહ;
દીલ જાની કસમ, મેરે જીકી કસમ,
તેરી પ્રીતકો ચાહતા હું હરદમ..............મયેં.

ગુલનાર— ૮

પીયા મોરા ચાહેસો તનકા પ્યાર,
સો તનકા પ્યાર બૈરનકા પ્યાર............પીયા૦
મોહેકો કહા મયેં ખાલી રીસાઉં,
નહીં આના મનાવન કાજ,
પ્રીતકી છુપી કરતે મસલત,
પુરી ખબર ભઇ આજ,
જાકે મનાઉં દીલદાર........................પીયા૦

હુસેનખાં, અમીરી— ૯

કોઇ શીખી લેશે મારા પ્રેમની કળા,
મારા વ્હાલાને વળગી રહેશે તો બલા.........
છાના રાખું હું છેલ, ચાલો મનમાં વસેલ,
ખાંતે ખેલો પ્રેમ ખેલ, રંગ રેલ થાશે........કોઇ.
તમે સાથે ભલા, નહીં નડશે બલા,
જોઇ નેણુ નખરા, ભુત ભાગી જાશે........કોઈ.
જાન તું બડી (૨) એ શું બોલ્યા વળી,
બોલો કે વડી (૨) જાન તું વડી (૩)........કોઇ.

હુસેનખાં, અમીરી, ધની-૧૦

ખબડદાર ખાં સાહેબ લેશો કદી ન મારૂં નામ,
ભભકદાર ફુલવેલી મેલી આવળનું શું કામ;
ડાહ્યા ડમરા છે મુજ ભ્રમરા દેશે તારે કપાળે ડામ,
વેરણુ મારી તું ધુતારી વશ કરી લીધા મોહન શ્યામ;

સુંદરી લડો ના, દીલમાં ડરો ના;
સંપેથી ભોગવો સુખ આરામ.............................

રજની— (સાખી).

ચંદ્ર ચકોરી ચાહતી, સેયર રજની સાથ;
ચેતી ચિત્ત ચાતુર કરે, સુંદરનો સંગાથ.

અકબરશાહ— (સાખી).

ચંદ્ર ચિત્તે સમજી ગયો, રજની વાત વિલાસ;
સુંદર થર સુંદર કરે, પેખી પ્રેમ પ્રકાશ.

મંજરી, સખીઓ— ૧૧ (ગરબો).

આવી રૂડી અજવાળી રાત,
અસુરા કાગળ આવીયારે લોલ;
એ કાગળીઓ ચોરે જઇ વંચાવો,
અલબેલો નહિ જાય ચાકરીરે લોલ.
સસરાજી ને જેઠ દેર સાથે,
નણુદોયો લાગ્યા વાંચવારે લોલ;
કોરે મોરે લખી છે સલામો,
વચ્ચે લખી છે ચાકરી રે લોલ.
એ ચાકરીએ સસરાજીને મેલો,
અલબેલો નહિ જાય ચાકરી રે લોલ.
સસરા બોલે સાસુ જુઠા બોલી,
મ્હોઢુંમાં મોણાં મારશે રે લોલ.

એ ચાકરીએ જેઠજીને મેલ્યા,
અલબેલા નહિ જાય ચાકરી રે લોલ.
જેઠ ઘેરે જેઠાણી જુઠા બોલી,
મ્હોલુંમાં મેણાં મારશે રે લોલ.
એ ચાકરીએ દેરજીને મેલ્યા,
અલબેલા નહિ જાય ચાકરીરે લોલ.
દેર ઘેરે દેરાણી નાનાં બાળ,
મ્હોલુંમાં એકલાં નહિ રહે રે લોલ.

માની ન મારી વાત પ્રાતઃ ઉઠી પિયુજી પધારીયા,
હું એકલીને શેજમાં સુતી મુકી સીધાવીયા;
જાગી ન જોયા નાથને તે દીનથી હું તપ કરૂં,
છોડાવી આકરી ચાકરી મેળાવે રામ દીલે ઠરૂં.

બીરબલ, મંજરી— ૧૨

આવો આવો પ્યારા મારા પલંગે પધારો,
પ્રભુ પ્રભુ કરો બાઇ ભાઈ હું તમારો........આવો.
એવું બોલો ના અલબેલા, જીંદગી સુધારો,
રસીલા દીસો રસીલી, રિઝાતી ઉગારો........આવો.
સુંદરી ને સોના તણા લોભી છે હજારો,
ભક્તિ ને નીતિના લોભી ભાગ્યવાન ધારો....આવો.
રંગીલા ન બોધ રૂચે, પીડા મારી ટાળો,
સેજ સુનીને શોભાવો, સમય છે સારો........આવો.

કામશંકર, મંજરી,
બીરબલ, બાદશાહ— } ૧૩

ધરમીને છોડીને ધર્મ રહે કયાં જેણે નીતિ ભક્તિ ઉરમાં ધરીછે,
ધન્ય પિતા ધન્ય માતા તમોને જન્મ દઇ શુભ કરણી કરીછે;
ઉત્તમ આપનો બોધ સુણી મારી છેક નઠારી બુદ્ધિ સુધરી છે,
પરનારી પાસમાં રાત એકાંતમાં ધરમીની પુરી થઈ ખાતરી છે.
સત્ય ધરમ ધરણી મહીં પરણી સાથે પ્યાર,
તે તજીને લંપટ બને ખુબ થાય તે ખ્વાર.
શાહબાશ.... .... .... .... .... .... ....ધરમી.

દયારામ-દીવાળી— ૧૪

આવ્યો રૂડો માનવીનો મોંઘો અવતાર મારા નાથજી રે હાં
વ્હેલાં વ્હેલાં વૈકુંઠે જવાનાં સાધન લેશું સાથજી રે હાં,
નર નાર આ સંસાર સાગર પાર ઉતરવા ચહે...............
ભક્તિ અને નીતિ પરે પ્રીતિ કરી મુક્તિ લહે...............
શ્રીરામ શાંતિ ધામ સજ્જન ભક્ત પર રાજી રહે............
વિશ્વાસ વહાલી ખાસ એ ઉત્તમ અતી સુરનર કહે........

અકબરશાહ, ગુલનાર— ૧૫

પાયા ઈનામ ચલો દેખો મેરે ભાઇને,
.... .... .... ....વજીરે સવાઇને.
જાની જીસ જનમે જયસી અક્કલ હોતી,
કરતા વહ વયસા કામ, પાતા વયસા ઇનામ.
આરામ હામ ઠામ દુનિયામેં આઇકે,
.... .... .... ....કીરતીકો પાઇકે.... ....પાયા.

અકબરશાહ, ગુલનાર— ૧૬

શાહજાની અબ મહેરબાની હય,
હો રંગીલે છેલ છબીલે.... .... ....હો શાહ.
હો રસીલે ખુબ ગુલ ખીલે,
સબ સબ ન્યારી, મેરે મન માની હય....હો શાહ.
ગુન તેરે, ભાયે મન મેરે,
છબ તેરી પ્યારી, તું દીલજાની હય........શાહ.

હુસેનખાં, અમીરી— ૧૭

ભાવેરે છબી એ તમારી (૨), નવી નાર બન્યાં રૂપાળી;
ઘાઘરી પ્હેરી ઘુઘરીયાળી, કાન પર ટોકરી ટીંગાળી,
કોઇ દેશમાં નથી એ વેશવાળી, તમ સમ નારી લટકાળી;
લટકા મટકા પર જાઉં વારી, શરમાવો નહિ ચટકાળી,
પારકે પૈસે દીવાળી, એવી હાંસી કરી તમે હદવાળી–ભાવે.

પહેલો અંક સમાપ્ત.

## અંક બીજો.

---

હસીના, સાહેલીઓ— ૧૮

દેખ તોરે પીયા પીયારેકી સુરત (૨) રસીલી,
દીલકો લુભાતી, હય સબકો ભાતી..........તોરે.
પથ્થર ઘર તજ, દીલ ઘર બસ ગઈ,
યે બતીયાંકો રતીયાંકો છતીયાં દીખાતી.......તોરે.

સલીમ— ૧૯

મનોહારી ન મનથી ભુલાય (૨)
મ્હેર કરે મ્હેર પુરી ત્યારે સુખ થાય,
અનંગ અગની આ તનની બુઝાય........
વ્હાલી વિશ્વાસે વ્હાણુ, ભર દરીયે સુકાણુ,
પ્રેમનો વેપારી પાર, પામે તરૂણી આધાર,
તો તરાય તરાય તરાય તરાય............

શેર અફગન, મહેરઉન્નીસા–૨૦

દિલદાર થયા તમે મારા દીલ દાગ નહિ દેવાની,
ધન્ય ભાગ્ય ગણું હું મારાં, પામ્યો પ્રિયા મનમાની.
જે જનમી સારા કુળમાં, પણી બીજો ન ધારે ભુલમાં;
નીચ નારીની જીંદગી ધુળમાં, દુનિયા બધી કહેવાની.
વ્હાલા.... .... .... .... .... .... ....દીલ.

જે નારી તુજ સમ પામે, તે તન મનનાં દુઃખ વામે,
જગમાં જશ કીરતિ જામે, જીવો ઘણું દીલજાની;
વ્હાલા.... .... .... .... .... .... ....દીલ.

મહેર— ૨૧

સ્થીર નથી રહેવું, અમર નથી રહેવું,
જાયા તેને તો વ્હેલા મોડા મરી જાવું.
મધપુડો બાંધી બેઠાં, માખીનાં ટોળાં વનમાં,
માનીને કાયમ મીઠું ખાવું,
પારધીએ આવી આગ લગાવી તેમાં,
માંખીને રસના લોભે બળી રાખ થાવું રે......જાયા.
તેમજ પામર પ્રાણીને ખોટા રસ પ્યારથી,
જઇને જમ હાથે પસ્તાવું.
ડાહ્યા થઇ દુર રહેવું સાનમાં સમજી લેવું,
સાચો રસ પીને અમર બની જાવું રે.......જાયા

સલીમ, મહેર— ૨૨

મધુરી મહેર કરને મહેર લાખેણી લેને પ્રેમની લ્હેર,
પ્રિતમ મારો છે પ્યારો શેર, અમૃત મુકી તે ન ચાહું ઝેર.
પ્રેમીને પ્રેમનું દે દાન, જોબન રંગે ભરી સુખ માણ,
જોબનનો રંગ રહે દીન ચાર, છે સ્વપ્નાની રમત સંસાર,
સમજો શાહજાદા સારી પેર, અમૃત મુકી તે ન ચાહું ઝેર.

શેર, મહેર— ૨૩

ધન જીવતર છે ધરમીનું સંસાર માંહેરે...........
તન મન અરપ્યું ધર્મે પિયુજી પ્યાર માંહેરે........
સહુ દુઃખ વામી, બહુ સુખ પામી,
હીરા સાચો જડીયો હૈયા હારમાં રે...........
કોમળ તનમાં, ભર જોબનમાં,
વ્હાલી મન વશ રાખ્યું, જગ વ્હેવારમાં રે........
ભયથી તરવા, ઠામે ઠરવા,
નીતિ આવી જોઈએ નર ને નારમાં રે...............

દયારામ, દીવાળી, અમીરી, સખીઓ— ૨૪

અલી જારે અમીરી ભીખારી થઇ હવે નજરે કોઈની નાવજે
મળી મારે શું મેણાં હું હારી હે બાઇ હવે રામજી ઉગારશે.
નહીં બીલીને ઉંદર ડરાવશે, નહીં પાપી કોઇ સ્વર્ગે સીધાવશે
ભક્તિ ભાળી.......પાપ ટાળી.....................તારશે.
તારા દીલનો ભરૂંસો એ ઠીક છે, રામ દીલમાં ભરૂંસે નજીક છે
આ તો સાધુને સાધુની પ્રીત છે,
છોડો લવારી ......બાઇ દીવાળી................આવજે.

દયારામ, દીવાળી— ૨૫

હો રંગ માણો સુંદર શ્યામ (૨) મારા અંતરના આરામ,
પીઓ પ્રીતિ જામ, દયાના ધામ...............હો રંગ.

પ્રીતિ રસ વેલી પામી, ભ્રમરો નવ માને ખામી;
શાણા સુભાગી સ્વામી, રીઝ્યા શ્રી અંતર્યામી.
આજે ઉગ્યો સુખ ભાણુ, સુખી થયાં પ્યારા પ્રાણુ;
સુગુણ રતન ખાણુ, ધન્ય સુંદરી જાણુ....હો રંગ.

ધીરજલાલ, ધની— ૨૬

મારે નસીબે મોહન મુને ઠીક મળીઆ.
હું તો સદા સુખ પામું, જોતાં નેંણ જડીયા;
ધરણી ઉપર ઘરનો આધાર,
અલબેલી છે આખો;
કરૂં કુરબાન તમ પરે જાન,
મન મગ્ન રાખો, પ્રીતિ રસ ચાખો.

અકબર, ગુલનાર, બીરબલ ઇમામ— ૨૭

પરલોકે પહોંચી સારા સમાચાર લાવી હૈ,
દાના તારૂં પદ દુનિયામાં તું દીપાવી હૈ;
માત પિતાને મળજે, સેવા બજાવી વળજે,
છાણુંની સાથે બળશે, પાણીની સેવા કરશે.
દેરી કછુ ના લગાના, મેરી બંદગી સુનાના,
ફીર જરૂર આનાં..........જી......................

હુસેનખાં, ધની— ૨૮

ગોરી મોટા ગુણીને તું હરાવેરે, તારી પાસે અજબ હથીયાર
ગાલ ગુલાબી હાલ, કઠણુ કુચ સરદાર,
જોઇ જોધા વગર દોરે આવેરે, પડે બાહુના બંધન મોઝાર,
તારી પાસે જોબન જંતર, તારી પાસે મોહન મંતર,
મને ઘાયલને શીદ ગભરાવેરે, થયો નયનોના બાણુથી હું ઠાર
ખમા ખમા સરદાર, પાઉં અમૃત આ વાર,
મારા વ્હાલાને આંચ ઉની નાવેરે, ઘણું જીવો જીવન આધાર.

અંક બીજો સમાપ્ત.

## અંક ત્રીજો.

દયારામ, દીવાળી— ૨૯

કર નહીં ઇસારા કામણગારા, મોહન મારા પાસે છે પ્યારા,
હું નથી કુલટા, માટે ઉલટા, ચાળા ત્હારા, મુક ધુતારા;
સિંહ ભાગ જો શિયાળ લેશે, સિંહને કોઇ સિંહ ન કહેશે,
પેખું પ્યારી, નજરે મારી, એ કામીને મારૂં કટારી.
દીવો લાવો, ધોળે દીવસે;
હા જાદુગર તો જોવાશે.
બતાવો બાળા, આપજ પ્યારા
શાણી શું દીવાની થઇ;
જીતેન્દ્રિય તમે છો કે નહિ?
તેહ કસોટી પુરી થઇ,
હવે હઠીલા કરોને સઈ.
સઈ....વ્હાલી....સઈ....પુરી સઇ....સાચી સઈ...હર.

દયારામ, દીવાળી— ૩૦

પ્યારી પાસે પુરા બન્યા પાતળીયા,
નારી ચરિત્રમાં ભુલ્યા નાનડીયા.
મોટા મુનિ માન મુકે જ્યાં,
સંસારી સાન ભાન ચુકે ત્યાં.

આ એમ છે, હાજી એમ છે.
સમજ્યા હવે મારા સુંદર સામળીયા,
મોટાં પુન્યે સાચા પ્રેમી છો મળીયા,
સાચા પ્રેમીને સદા સુખ થાય,
તું જેવી ગોરી ગુણુવંતી ગણાય,
પ્રિયા ધન્ય છે, લાખો ધન્ય છે...........

અમીરી— ૩૧

હું અમીરીથી વ્હેની તું વડી, સુખી થઇ વસી પહેલાં ઝુંપડી;
રામ પધાર્યાં ઝુંપડી, બોર જમાડયાં જુઠાં ભીલડી.
સાચા ભાવે સ્વીકાર્યા શ્રીહરી, ગરીબીથી ભીલડી ગતી સુધરી;
તેમ તેં પતિ ભક્તિ કરી, જોઇ જગતમાં સુઘડી.
માનમાં હું મરી ગઇ આંધળી, ગરીબીથી અંતે થઇ તું વડી.

ધીરજલાલ, ધની— ૩૨

ભાવે આ ભોગ સ્વીકારી, ડાહી મા તું દયા દીલ ધારી;
પ્રેમ ભાળી લેજે માડી, દેજે ભવ તારી;
આનંદ અંગમાં થાય છે ભારી, આજે પીડા ટળી મારી;
આંખ ઉઘાડીને જો તું ધુતારી, મા કોની મારી કે તારી.

બીરબલ, બાદશાહ— ૩૩

પામીશ તું સદા વિજય સંસારમાં દાના,
હાં....રે .... .... .... ....

છો પૂરણ અક્કલમાં, ભાગ્યશાળી ગુણ બળમાં;
દીલ્હીરાજ આ ભુમંડળમાં.
તારા પ્રતાપથી પામું આબાદી,
ખલક માલીક પ્રેમ પ્રસાદી;
શાહબાદશ છે શાણા.... .... .... .... ....

હુસેનખાં, ધની— ૩૪

જાની જીંદગાની તારા વિના ધુણધાણી છે (૨).
વાણી મીઠી જાણી પ્રેમી પીંજરે પુરાણી છે (૨),
ભાવનાં ભોજન દઇ પાજો પુરૂં ચાહ પાણી.
ચાહના ચતુર પ્યાલા, પીજો ભલે તાણી તાણી;
ખરેખરી દયા આણી છે, મોહીની તું મનમાની છે....જાની.

બુદ્ધિધન (બીરબલ) ધની—૩૫

તમે થયાં અમારાં ને અમે થયા તમારા,
વરણાગીને વરઘોડો નહિ, આવ્યા પગે પાળા;
લાલ લગામે ઘરડી ઘોડી, શોભે નહિ લટકાળા,
ઘરડા થયા જુવાનીના, મુકો હવે ચાળા;
અંગે ઘરડા રંગે ઘરડા, ધોળા થયા મોવાળા,
જુઓ જગતમાં જીવ કોઇના, ઘરડા નહિ થનારા.

અમીરી— ૩૬

રે મન રૂડી આ ફકીરી (૨)
ઈશ્વર ભજવાની અમીરી (૨)

ભલી બુરી સહુની સુણી લેવી, કરવી નહિ મગરૂરી.
જુઓ માનવી જડ જીવોના, ગુણુ કેવા જરૂરી.
છો.... .... .... .... ....સમતા જેની પુરી....રે મન.
રસ મીઠો દે સદા સેલડી, પીલતાં હણુતાં છુરી,
ભલે કુવાડે કાપો ચંદન, સુગંધ દે મધુરી;
છો.... .... .... .... ...સમતા જેની પુરી...રે મન.
શાણા જન સાધુના દીલમાં, સમજો એવી સબુરી,
ભાવે કુભાવે સીતારામ ભજતાં, મુક્તિ દે અમુલી;
છો.... .... .... ... ....સમતા જેની પુરી....રે મન.

બીરબલ, અમીરી— ૩૭

સુંદર ફકીરી સ્નેહથી તેં ભલે ધરી,
અધમ અમીરી દેહથી તેં દુરે કરી;
હૃદય ગરીબી ભક્તિ રાખી,
રામરસ પી પ્રેમથી તુ જશે તરી.... .... ....સુંદર.
ભભુતિ લગાવી કોમળ કાયા,
ધનધન મેલી મમતા માયા,
સુખભાણુ પ્રકાશે....હુલાસે. છુટી છળ છાયા;
આપના પ્રતાપથી, હવે ભજું હરી.... .... ....સુંદર.

દયારામ, દીવાળી— ૩૮

રંગમાં રમો સદાય રસીયા,
સંગમાં શાણી સલુણી વસીયાં.... .... ....રંગમાં.
હર્ષ ધરી તુજ હાથને, કોમળ કંઠે ધાર;
જમ દુતોના પાસને, નાખે તોડી નાર;

**ધરતી છો...ફરતી છો, વ્હાલા મળશે વૈકુંઠ ધામ,**
**....  ....  ....  ....ધન ધન અંતરના આરામ.**
**સગુણી છો....સુંદરી છો, પા તું પ્રેમે અમૃત જામ.**
**....  ....  ....  ....ધન ધન અંતરના આરામ...રંગમાં.**

**સર્વ પાત્રો—** **૩૯**

રામ રહીમ એક માનો, ધરી ટેક, રહો પોતાના ધરમમાં,
સુખ દુઃખ ગણો સહુ તડકા છાંયા,
આદિ અનાદિ અકળિત માયા;
અંતે ટાળી વિપત્તિ, માલીક આપે સંપત્તિ.
ભજન પ્રતાપે થાય, નીતિ ભાનુનો ઉદય;
આનંદ આનંદ વરતાય, પ્રભુ આશ્રય,
જગ શુભ ગુણથી પમાય, કીરતી જય............રામ.



# જાહેર ખબર.

નીચે લખેલા નાટકના ઓપેરા મોરબી નૌત્તમ નાટક
ંપનીનો જ્યાં જ્યાં મુકામ હશે ત્યાંથી રોકડી કીંમતે મળશે.
ટે જેઓ સાહેબોને જોઈતા હોય તેઓએ રોકડી કીંમતે
ગાવી લેવા. વેલ્યુપેબલ અથવા નોટપેડ કાગળ રાખવામાં
વશે નહીં.

| નામ. | | | કીંમત. |
|---|---|---|---|
| | | | રૂ. આ. પા. |
| ાનારીરી. | આવૃત્તિ ૩ જી | ... ... | ૦—૨—૦ |
| ૂરજમુખી સુંદરી. | ,, ૨ જી | ... ... | ૦—૨—૦ |
| ાનહર-મુક્તા. | ,, ૨ જી | ... ... | ૦—૨—૦ |
| ાક્તારાજ પીપાજી. | ,, ૧ લી | ... ... | ૦—૨—૦ |
| દરખા. ... | ... ... ... ... | ... ... | ૦—૨—૦ |
| ાવરખા.... | ... ... ... ... | ... ... | ૦—૨—૦ |
| ારાજ ચૌહાણ. | ... ... ... | ... ... | ૦—૨—૦ |
| ત્રસેન ચંદ્રીકા. | ... ... ... | ... ... | ૦—૨—૦ |
| ાલ-તોરલ ... | ... ... ... | ... ... | ૦—૨—૦ |
| લ પદમણી. | ... ... ... | ... ... | ૦—૨—૦ |
| ાની. ... | ... ... ... ... | ... ... | ૦—૨—૦ |

ઠા. ઓધવજી હીરજી તથા નેણશી ભીમજી
શ્રી મોરબી નૌત્તમ નાટક કંપનીના માલેક.